# દીવાંને—આદીલ

## કલગી ગાયણ સંગ્રહ.

ભાગ-૨ જો. કીમત રૂા. ૦-૮-૦.

કાવેહાની ઝુંડો



બનામે ખુદા

# દીવાંને "આદીલ"

## કલગી ગાયણ સંગ્રેહ ભાગ—૨ જો

આવૃતિ બીજી

જેમાં

સેતાયશે પાક યઝદાનનો, ત્રીસે ફરીશતાઓના ત્રીસ પુલનો, માહાંન પયંબર સ્પીતામાન ઝરથુશતનો, જીવ કાયાના જગડાનો, ચઢતી પડતીનો, માતાના અનેક ગુનો વિષેનો, બુલબુલનો, જીુદદીન લગનો બાબે નસીહતોનો, શાયરાંન શાયર ફીરદોસી તુસીનો, જશનનો, તથા રાજબાઈ ટાવરનો વિગેરે અતી સુબોધીક ખ્યાલો તથા સખી દઓડનો સમાવેશ કરવામાં આવ્યો છે.

રચનાર

રૂસતમ નઓશેરવાંન માસ્તર,

નું તખલ્લુસ

બ

"આદીલ"

ઈ. સ. ૧૯૨૮ કીંમત રૂ. ૦—૮—૦

# ડારલટીન કેપસુલ

અતેસાર, સંગ્રહણી, તથા કોલેરાનો

## કાતીલ હરીફ

દુન્યાની દવાઈ કરીને ઠાકા હોવ

તો

ઉપલી કેપસુલની મદદ લેજો.

બાટલીની કીંમત રૂ. ૩-૦-૦.

પોસ્ટ પેકીંગ જુદુ.

સોલ એજન્ટ

ઈન્ડીયા, બરમા, સીલોન, પરશ્યા.

## પેરી કુંપની,

ગ્રાંટરોડ, મુંબઈ.

# સેતાયશે પાક યઝદાન.

## માહરે ગઝલીઆત



સુખ દઇ મને દુઃખમા મદદ હાહાર તું કરજે,
આસાન માહારી મુશકીલો હરવાર તું કરજે. ટેક.

કીશતી માહારાં તનની પડી ભયંકાર વમળમા,
આ ભવ સમુંદરથી તેને ઝટ પાર તું કરજે.

દઇ મન મનશની મન ગવશની મન કુનશની કુલ,
સુતાં આ માહરાં બખ્તને બેદાર તું કરજે.

મુજ આંખથી પાપોનો દુર અંધકાર તું કરજે.
આસાન માહરી મુશકીલો હરવાર તું કરજે.

૧

મુજ મનના બુલબુલને ઉડાવી રાહે નેંકા પર,
ગુલશન માહારાં તનનો ગુલે ગુલઝાર તું કરજે.

પાઇ આબે રહેંમત ગેતીમાં ગેતી ફીરૂઝ બાવર,
દીલની ઉમીદોનું શજર ફળદાર તું કરજે.

ફઝલો કરમ મુંજ પર સદા કીરતાર તું કરજે,
આસાન માહારી મુશકીલો હરવાર તું કરજે.

૨

ભરજે આ મુજ દામાન કુલ મનની મુરાદોથી,
સુખીઓ સદા માહરો સકળ સંસાર તું કરજે.

મુજ હાથમાં દે ભક્તિરસની જામ તું લબરેઝ,
નિશામા વહેદતના મને શરસાર તું કરજે.

મુજ મન અશોઇનો પુરો ભંડાર તું કરજે,
આસાન માહારી મુશકીલો હરવાર તું કરજે.

૩

હરદમ છે તાહરી બંદગી હરદમ છે તાહારી યાદ,
જે બંદગી બળથી મને બળદાર તું કરજે.

જ્યારે હું આવું તાહરી દરગાહમાં અરે દાવર,
તો પાર ચીનવદથી યા કીશ્દઆબાર તું કરજે.

"આદીલ" અદાલતનું ચલન કળદાર તું કરજે,
આસાન માહારી મુશકીલો હરવાર તું કરજે.

૪

## મિથ્યા અભિમાની.
### બેહુરે ગઝલીયાત.

સુગ્ગી ઝરથી પોતાને જોઇ ન થા મગરૂર જવાંની પર
અભીમાની ન કર જ્ઞાની આ ફાની ઝીંદેગાંની પર. ટેક.
કરી બંદગી ખરી રબની તર્રીજા પાર દુનીયાંથી.
ન કર એતબાર અરે ગાફેલ ફનાની કીસ્તી ફાંનીપર.
ગરીબોની કદર કરજે દુઃખો હરજે દુઃખીઓના.
નઝર તાહારી સદા ધરજે આ દઓરે આસમાંની પર.
કરે છે બહુ ગુમાની મન કહે બંદા તું સાંની પર.
અભીમાની ન કર જ્ઞાની આ ફાની ઝીંદેગાંની પર.
૧

ઝરો ગોહર અને ધર દર ઉપર ના કર ગરૂરી તુ.
સદા લાંનત ખુદાની છે સમજ બંદા ગુમાંની પર.
બદી ના કર કદી કોઇથી બદીનો છે બુરો અંજામ.
ફેરવજે આંખ એહુ તાહારી અશોઇની નિશાંની પર.
કમેલી રાખજે કંમર તું નેકીની કમાંની પર.
અભીમાની ન કર જ્ઞાંની આં ફાંની ઝીદેગાંની પર.
૨

ફના છે ઝર ફના ઝેવર ફના દવલત ફના દુન્યા.
લગાડી લે ન દીલ તાહારૂ એ ચારોમા કસાંની પર.
કર્યો પયેદા તુને જગમા દીધો દરજો બુલદ જેને.
ફીદા કર જાન તું તાહરો તે રબની જા ફેશાંની પર.
કઠણ તરવી છે તન કીશતી કે ભવસાગર તુફાંની પર.
અભીમાની ન કર જ્ઞાની આ ફાની ઝીદેગાંની પર.
૩

છે આજે ઢગ ચઢતીનો તો કાલે રંગ પડતીનો.
વખતને માન દઇ બંદા ફેરવજે પીઠ સમાંની પર.
સુખન એવા કહે મુખથી સદફથી મોતી જેમ નિકળે
કદી લબ ખોલ્તો નાં તુ રે ! બંદા બદ ઝબાંની પર.
સદા વિશ્વાસ "આદીલ"ને છે રબની અદલદાંની પર.
અભીમાની ન કર જ્ઞાની આ ફાની ઝીંદેગાંની પર.
૪

# ત્રીસ ફરીશતાઓના ત્રીસ ફુલો.

## બેહરે ખફીફ.

સમજો સરવે દીનદારો નર ને નારો
(અયેયાર) કરો કંઇ માહારી વાત પર કાન
ત્રીસે રોઝના ત્રીસ ફુલ કહુ સમજો ધરીને ધ્યાન ટેક
દાદાર પાક અહુરમઝદનુ ફુલ ચંમેલી
(અયેયાર) કરે છે દરૂઝીઓને માહાત
ફુલ પીલાં ચાંપાનું નિરાળુ છે બહમનને હાત
સબઝાનું ફુલ છે અદીબેહેસ્તનુ ન્યારૂ
(અયેયાર) જેનો બેશુમાર છે પંમરાત
શેહરેવરનાં હાથોમાં સુફેદ સબઝાના ફુલની જાત

(જુલ)

છે અસ્પંદારમદનું તુળશીનું ન્યારૂ
છે ફુલ અકલબે ખોરદાદનું પ્યારૂ
છે અમરદાદનું ભોંયેચાંપાનુ સારૂ
(અયેયાર) માંનો કુલ બસ્તેકુસ્તીયાન
ત્રીસે રોઝનાં ત્રીસ ફુલ કહુ સમજો ધરીને ધ્યાન

૧

દાદાર દેપાદરનો દરજો ભારી છે
(અયેયાર) હાથ જેને દમનાનું ફુલ
છે આદર ઇઝદનુ ફુલ લાલાનુ ઘણું અનમુલ
કુપરીનું ફુલ છે આંવાંઅર્દવીશુરનુ
(અયેયાર) જેને જાણે છે આલમ કુલ
ખુરશેદનું દાડમનુ ફુલ દાદારે કીધું કબુલ

(જુલ)

છે ગુલાબનું ફુલ મોહોર ઇઝદનું જાણો
મોં,ધરાંનું તેસ્તરતીર ઇઝદનું માણો
છે ગોશ ઇઝદનું મેંહદી ફુલ વખાણો
(અયેયાર) ન રહો અંજાણ તમે ઇન્સાન
ત્રીસે રોઝનાં ત્રીસ ફુલ કહુ સમજો ધરીને ધ્યાન

૨

કેવરાનુ ફુલ દેપમેહેરનુ સુંદર ભારી
(અયેયાર) મહેરનુ ફુલ "નાફરમાની"
સરોશ ઇઝદને હાથ લાલ ખેરાનુ નુરાની
શેવટીનુ ફુલ છે રસ્નેરાસ્તના હાથે
(અયેયાર) હરેક ફુલોમા લાસાની
ફુલ ગુલે ગુલમોહારનુ છે ફરવરદીનનું શાની

( જીુલ )

ફુદનાનું ફુલ બેહરામ ઇઝદનુ બેહતર
પીલાં ખેરાનુ રાંમઇઝિદનુ બરતર
ગુલબાસ ગોવાદ દ઼ઝદનુ ફુલ ગુલેતર
( અયેયાર ) વખાણે જેને સારી જેહાન
ત્રીસે રોઝના ત્રીસ ફુલ કહુ સમજો ધરીને ધ્યાન

૩

મેહીનુ ફુલ દેપદીનને હાથે સુંદર
( અયેયાર ) ફુલ ગલગોટાનુ રાખે દીન
અરશેશવંગનુ ફુલ સદા સોહાગનનુ સંગીન
છે ફુલ હોંમનુ આસ્તાદનુ ન્યારૂ
( અયેયાર ) સમઝી આં,સમાનનુ રંગીન
ગુલગુનુ જમીઆદ ઇઝદનુ ફુલ છે નુકતેચીન

( જીુલ )

ગુલ દાવડીનું ફુલ મારેસ્પંદનુ સુંદર,
છે અનેરાંનનુ હોંમબેરીનુ નાદર
સમજને શાદ સઉ થયાં અંઝમની અંદર
( અયેયાર ) છે. "આદીલ" ને બેલી યઝદાન
ત્રીસે રોઝનાં ત્રીસ ફુલ કહુ સમજો ધરીને ધ્યાન

૪

## પયગમબર ઝરથુશ્તની સીફતમા.

### બેહેરે—ખફીફ.

સૃષ્ટિમા થયા કંઇ એક પયમબર દીનના
( અયેયાર ) મગર જે ખુદાને પ્યારો છે
તે નબીઓનો નબી માહાન ઝરથુસ્ત હમારો છે ટેક
બુન્યાદ જેની શાહ ફ્રીદુન જમશીદથી
( અયેયાર ) નિગેહબાં તેનો હતો દાદાર
કયાંની શહનશાહોબી હતા જેના ફરમાબરદાર
રએ શેહેર હતુ વચેઝ ઇરાન અંદર ન્યારૂ
( અયેયાર ) નદી દરઝીક હતી જ્યાં પાર
ત્યાં અવતર્યો પાક માઝદીયશની દીનનો સરદાર

( જીુલ )

માદરનુ નામ દોગદો મુબારક ન્યારૂ
છે પઉરૂસસ્પબી નામ પીદરનુ પ્યારૂ
ખુબીઓ જેની શુશુ આજે વિસ્તારૂ
( અયેયાર ) જેનો મઝહબ આ ન્યારો છે
તે નબીઓનો નબી માહાન ઝરથુસ્ત હમારો છે

માહા ફ્રૂખ ફ્રવરદીન જનમનો જેના
(અયેયાર) રોઝ અમસાસ્પંદ ખોરદાદ
હસ્યો જન્મતાંવાર કરી તે હકતાલાની યાદ
આવ્યો જ્યારે તે મીનોઇથી ગેતીમા
(અયેયાર) થયા દેવો ને દરૂઝ નાશાદ
ટુટી ગનામીનોના મનની લાખો બુરી મુરાદ
(જુલ)
વાઘોને વરૂની વચમા નાખી દીધો
આતશની બલતી ચેહેમા જલતો કીધો
પણ ત્યાંબી તે યઝદાંએ બચાવી લીધો
(અયેયાર) જેને રબ બચાવનારો છે
તે નબીઓનો નબી માહાન ઝરથુસ્ત હમારો છે

૨

સંભાળ લીધી વાઘોને વરૂએ જેના
(અયેયાર) મદદ જો થયો તે કીરદયેગાર
બાલ ન વાંકો થયો તેનો કહું સમજો નરને નાર
વળી આગને બદલે બાગ થયો ખુશનુમા
(અયેયાર) ફ્રીશ્તા આવ્યા ત્યાં તે વાર
અદી બેહેસ્ત, બેહરામ, સરોશ, અને આદર, કહું એ ચાર
(જુલ)
હર બલાથી યઝદાંએ લીધો બનચાવી
તદબીર ગનામીનોની જરા નહી ફાવી
રજ બારબી અલવલ તેને કદી નહી આવી
(અયેયાર) જેને યઝદાંનો સહારો છે
તે નબીઓનો નબો માહાન ઝરથુસ્ત હમારો છે

૩

ગેતી ને મીનોઇ જેની આંખમા રમતી
(અયેયાર) જાણતો અગમ નિગમનો ભેદ
ચેહેરો નુરાંની ભર્મો જાણે ખુરેહમંદ ખુરશેદ
યઝદાંની દીનનો કીધો ફેલાવો જગમા
(અયેયાર) ન છોડયો દરૂઝીઓનો ખેદ
જોઈ જેને નાપાક અહરીમન લાવ્યો આંખમા કેદ

(જીુલ)

કંઇ એક મુસીબત તેના પર વર્સાવી
દુન્યાનુ રાજ દેવા લાલચ બતલાવી
જે લાલચઓ ઠોકરથી જેણે ઉડાવી
(અયેયાર) એવો જે અશોઇ વારો છે
તે નબીઓનો નબી માહાન ઝરથુસ્ત હમારો છે

૪

શું જવાબ દીધો ગનામીનોને માકુલ
(અયેયાર) સુનો સ્ત્રોતાવો તમે તમામ
ગાથાવાણીમા લખ્યા છે જે તમને કહુ કલામ
મુજ શરીરના હાડકાંઓ છુટાં થાયે
(અયેયાર) અને આ ચવાઇ જાયે ચામ
તોબી નહી યઝદાંથી ફરૂ થા ગનામીનો ગુમનામ

(જીુલ)

ધંન ધંન એવો છે માહારો મહાન પયંબર
યઝદાંનની દીનનો અશોઇ ભર્યો રહેબર
કુરબાન જેના કદમો પર છે મારૂ સર
(અયેયાર) જેનો મુજને સ્ધીઆરો છે
તે નબીઓનો નબી માહાન ઝરથુસ્ત હમારો છે

( ૫ )

એક આદરબુરઝીન નામનો આતશ નુરી
(અયેયાર) કે લાવ્યા હતા નબી લાસાન
રોશન રેહેતો હતો સદા જે કરાંમાત દરમ્યાન
એકવીસ નુસખો પાક દીનના બેહતર
(અયેયાર) લાવ્યા વક્ષુરે વક્ષુરાન
સીફત જેની શુ ગાઉ માહારા મુખમા છે એક ઝબાન

(જીુલ)

હવે જાગો જાગો બસ્તેકુસ્તીઆનો
ઝરથુસ્તના કહેલાં અહુરાના ફરમાનો
દીલથી ને જીગરથી જાનથી સર્વે માનો
(અયેયાર) જે મારગ **"આદીલ"** સારો છે
તે નબીઓનો નબી માહાન ઝરથુસ્ત હમારો છે

૬

## ચઢતી પડતિનો ચિતાર
## બેહેરે–ખફીફ જરૂરી.

શું ચહડતી વેલ ચહડે છે–પડતી પર નિચે પડે છે
[ અગેયાર ] જ્ઞાની નર હોય તો કરજે કયાસ
થશે આજે તારી ચહડતી-કાલે જોશે પુરી પડતી-રાખ મનથી તેનો ભાસ–ટેક.
ચહડતી પર સઉ કોઇ ચાહાશે–તું પરથી મરીમરી જાશે
[ અગેયાર ] સગાં સ્નેહીઓ કરશે પ્યાર
દોડી દોડી આવી પાસે–તારા સર્વે ગુનો ગાસે–એવો ચહડતીનો છે બાહાર
માબાપ સગાં બેન ભાઇ–સઉ મીત્રોની મીત્રાઇ
[ અગેયાર ] ચહડતીમા ચાહાશે ઘરની નાર
જંશે તું પર વારીવારી–કરી તારી તાબેદારી–થઇ રેહેશે તાબેદાર

**ચાલ**

ચહડતીના લક્ષન ચહડતાં જોઈ જોઈ તારાં
આવશે સઉ તારાં કારજ કરવા સારાં
સઉ માન પાન પણ દેશે ન્યારાં ન્યારાં
જોઇ જોઇ ચહડતો સીતારો–સઉ ગણશે પ્રાણથી પ્યારો
[ અગેયાર ] થવા ચાહશે સઉ દાસી દાસ
થશે આજે તારી ચહડતી–કાલે જોશે પુરી પડતી–રાખ મનથી તેનો ભાસ

૧

જ્યારે આવશે પડતો દાહાડો–ત્યારે ગ્રહે પણ નડશે આડો
[ અગેયાર ] થશે વેરીઓ માને બાપ
નારી કેહશે મુવા મર–તો હું બીજું કરૂં ઘર–એમ કહી કહી દેશે શ્રાપ
માંજણ્યો તારો પ્યારો–તે પણ તુને કરશે અકારો
[ અગેયાર ] ગળાંપર તારા મુંકશે કાપ
બેન બનેવી ભોંજાઇ–ભુલે સગાંઓ સગાઈ–દેશે પેટના દીકરા થાપ

**ચાલ**

પડતી પર જાંની મિત્રો થશે તારા દુશમન
અંન ઘટતા બોલી બોલ પજવશે તન મન
છે એવાં બુરાં પડતીના સમજો લક્ષન
જણે જણમા અતી હીણાસે–ખાઇ ખાઇ ઠોકર ઠોકરાસે
[ અગેયાર ] ના કરશે કોઇ તારો વિશ્વાસ
થશે આજે તારી ચહડતી–કાલે જોશે પુરી પડતી–રાખ મનથી તેનો ભાસ

૨

ચહડતીમા ગુની ગુનવાનો–પંડીતોને વિદવાનો
[ અયેયાર ] અનેક ગુન તારા ગણુવાના
ગણી તારૂ ભારે તોલ–કહેશે મીઠા મીઠા બોલ–ભલા પાડો ભણુવાના
સઉ માન પાન દઇ દઇને-જુંકશે વાંકા થઇ થઇને
[ અયેયાર ] ખુબીની ખાંણો ખણુવાના
આપી મોટું આદરમાન-ગણી પ્રાણુના સમાન–હઇએ હીત ચણુવાના

**ચાલ**

ચહડતીમા તારી પદવી બહુ પંકાશે
ગુનવંતોમા ગુન તારા સદા વખણાશે
કોઈ કાલે વાંકો બાલ ન તારો થાશે

ધંનધંન ચહડતીની ભારી–જગ જગે સદા બલીહારી
[ અયેયાર ] ચહડતીમાં ચાહાશે સઉ જણ ખાસ
થશે આજે તારી ચહડતી–કાલે જોશે પુરી પડતી–રાખ મનથી તેનો ભાસ

૩

જોઇ જોઇને પડતી સ્થીતી-કોઇ કરશે ન તારી પ્રોતી
[ અયેયાર ] વિના વાંકે તું સપડાશે
આવી ખોટાં ખોટાં આળ–પડશે દુ:ખોબી વિકાળ–સુખનુ મુખ કરમાશે
પડતીના પાણું ભારે–તારાં સરપર પડશે જ્યારે
[ અયેયાર ] સુળી ચટ કરતો લટકાશે
એવું પડતીનુ આ દુ:ખ–જોઇ ઉભેલું સનમુખ–દેહ થરથર કંપાશે

**ચાલ**

પડતીમા નેકો દુ:ખીયા થઇ થઈ ફરશે
ધર્મી ને સકર્મીઓ પાપીમા ઠરશે
ઊંચોની મશ્કેરી નિંચ નરો બહુ કરશે

લેઓમાની શીખ **આદીલની**-કહી વાત તમુને દીલની
[ અયેયાર ] ન રેહેશે ચહડતી બારોમાસ
થશે આજે તારી ચહડતી–કાલે જોશે પુરી પડતી–રાખ મનથી તેનો ભાસ

૪

## જીવ કાયાનો ઝગડો
## બેહેરે—ખફીફ જરફી.

શું જીવ કાયાનો જગડો—ચાતુરો તમે ચિત લગડો
(અગેયાર) થયો એક દી બેહુમા કંકાસ
જીવ કહે કાચી કાયા—મેળી દે તું મારી માયા—મને તારો નથી વિશ્વાસ—ટેક.
તું ખોટી માયાની ચેલી—થઇ ફરે બાવરી ઘેલી
(અગેયાર) હું તારો કદી ન થાવાનો
કરી કોઇ દહાડો દગો—મારાં મનની ધારી જગો—હું નિકળી જાવાનો
તુંને રડતી જગમા મેલી—હું ઉડી જવશ અલબેલી
(અગેયાર) નથી ગમ તારો ખાવાનો
નહીં થાઉં તારો સગો—તારી તોડી રગેરગો—તુંને હું રખડાવાનો

**ચાલ**

કહી વેલા ને કયારે જવશ તે હું નહીં બોલું
મુજ મન અંદરનો કદી ન પરદો ખોલું
વિશ્વાસઘાત હુ કરી તુંને રગડોલું
દઇ દગો જવશ હું પ્યારી—ના કરતી આશા મારી
(અગેયાર) થશે સઉ તારી આશ નિરાસ
જીવ કહે કાચી કાયા—મેલી દે તું મારી માયા—મને તારો નથી વિશ્વાસ

૧

ત્યારે કાયા સુંદર બોલી—અંતરનો પરદો ખોલી
(અગેયાર) સુનો જીવ મુજ વિનતી થોડી
મોહ જાલમા હું ફસી—મને બાંધી કેવી કસી—હવે જાઓ ન તરછોડી
વાગી પ્રેમ પ્રિતની ગોળી—મારે હઇએ પજરી હોળી
(અગેયાર) કહું તમને હું કર જોડી
મારી ઉમીદોની રસી—વિશ્વાસઘાતે ઘસી—નહીં દીઓ તમે તોડી

**ચાલ**

હું કર જોડી આધીની કરી સમજાવું
જે જેબી તમે કહો તે ખાતરમા લાવું
તમ થકી હું મારાં મનના મનોરથ પાવું
હર તરેહ નિભાવી યારી—નિત કરશ હુ તાબેદારી
(અગેયાર) દાસી થઇ રેહેવશ બારો માસ
જીવ કહે કાચી કાયા—મેળી દે તુ મારી માયા—મને તારો નથી વિશ્વાસ

૨

જીવ કહે કાયા પ્યારીવે–તું સાંભળ મન ધારીને
(અગેયાર) ન રહે તું માયાને જામી
જળ અગનીને ભેલી–માટી પવનની બનેલી–તું કાયા છે નકામી
શું કરૂં તારી યારીને–ફાંની દુન્યાદારીને
(અગેયાર) અમર જીવ સદા હું છું નામી
તુને પ્યારી મોડી વેહેલી–મેળી જવશ હું અકેલી–રહે માયાનુ ફળ પામી

ચાલ

જળમાં જળ માટી વાયુમાં વાયુ સમાસે
અગનીમાં અગની મળી જળી રજ થાસે
તુજ ચારો તત્વ એ ન્યારાં ન્યારાં થઈ જાસે
કર માયા મનથી ન્યારી–દે સાસની આશા વિસારી
(અગેયાર) અંતમા વળશે સત્યાનાસ
જીવ કહે કાચી કાયા–મેળી દે તું મારી માયા–મને તારો નથી વિશ્વાસ

૩

કહે કાયા હું છું દુઃખ્યારી–દીઓ દુઃખ ન હારી હારી
(અગેયાર) ન જાવો માયા મેલીને
એમ કહી રોવા લાગી–માયાની કટારી વાગી–કાયા અલબેલીને.
કીધું કઠણ જીવે મન ભારી–ઝટ લાત ઉપાડી મારી
(અગેયાર) કાચી કાયાની હવેલીને
ભાંગી ભુકો કરી ત્યાગી–ચાલ્યો ખોલ્યાંમાથી ભાગી–દીધો દગો ઝમેલીને

ચાલ

અંતે જીવ નર જાતીએ દગો બહુ દીધો
વિશ્વાસઘાત કાયા નારીથી કીધો
જઈ અસલ જગે આરામ સદાનો લીધો
જીવ કાયાની જંગ વિસ્તારી–આદીલે રચી લલકારી
(અગેયાર) છે મકકર મીઠુંનની આ બેહુ રાસ
જીવ કહે કાચી કાયા–મેળી દે તું મારી માયા–મને તારો નથી વિશ્વાસ

૪

## માતાના સદ્‍ગુણો.
### એહરે—લાગણી.

સંકટ લાખો સહી જન્મ મને માતા દીધો જગ ફાનીમા
ઓ મુજ માતા—ભુલું ગુણ તાહરા તો ધુળ જીંદગાંનીમા—ટેક.
નવ મહીના વેર ઉદ્રમા રાખી પછી જન્મ આપે માતા
જો, જો, વીખણો—વીટે પુત્ર પર તે સઉ કાપે માતા
આનંદથી લઇ બાળકને હરશે હઇએ ચાંપે માતા
સઉ સુખ ત્યાગી—સદા પુત્રની જાપ જાપે માતા.

શેર

અતી પ્રેમથી માતા જુવો—બાળકને લઇ દુધ પાય છે
જુલામા જુલી રાત દન—પછી હાલડાંઓ ગાય છે
મળ મુત્ર ધોઇ ધોઇ પુત્રના—માતા હીએ હરખાય છે
પીયુ પ્રાણ કરતાંએ વધુ—કેવી માતા બાળને ચ્હાય છે.
બાળ અવસ્થાબાથી લાખ્યાં મહને માત તમે ભર જવાંનીમા
ઓ મુજ માતા—ભુલું ગુણ તાહરા તો ધુળ જીંદગાંનીમા

૧

દઇ દઇ ઉંચ કેળવણી મહને હુશીયાર કીધો પ્યારી માતા
ભર જવાંનીમા—દેખાડી સઉ દુનીઆંદારી માતા
મહને ઉધારી સુખમા પ્રેમે, થઇ તું દુખીયારી માતા
તરેહ તરેહના—કષ્ટ વેઠીઆં તુંએ માહરી માતા

શેર

પ્રાણ સમ મુજને ગણી—કીધો મોટો લાડ અને પ્યારમા
દુઃખ વેઠી સુખ મુજને દીધું—માતા તુએ સનસારમા
મુજ કારણે માતા પડી—વી,ખુટી સઉ પરીવારમા
સંભાળ માહરી બહુ લીએ—માતા તું સાંજ સહવારમા
લાખો કષ્ટ મેં દીધાં હતાં માતા તમને નાદાંનીમા
ઓ મુજ માતા—ભુલું ગુણ તાહરા તો ધુળ જીંદગાંનીમાં

૨

આવે કદી મંદવાડ તો ઓષડ લાવે જઈ વાહાળી માતા
અન પાણી સઉ—તજી કરે માહરી રખવાળી માતા
લાખો કષ્ટમા લીએ પ્રેમથી મહને તું સંભાળી માતા
સુખનો સમુદર—તુ છે પ્યારી માહ ગુણવાળી માતા

**શેર**

પ્રેમથી મુજને સદા—ચાહનારી માહરી માત છે
અતી સંકટોમાં સાહેતા—દેનારી પ્યારી માત છે
મુજ કારણે કેવી અરે—થઈ દુઃખીઆરી માત છે
લાખો કરોડો ગુણ જેહેના—એવી ગુણગારી માત છે
વાહારે ધાઇ સરવદા તું માહારી લાખો દર્દ દુઃખ કાંહાંનીમા
ઓ મુજ માતા—ભુલું ગુણ તાહારા તો ધુળ જીદગાંનીમા

૩

દુઃખ હરનન વળી સુખ કરનન છો સદા એ સુખદાતા માતા
લાખો તમારા—ગુણો મનથી નહીં વીસરાતા માતા
જન્મ ધરી માતાના ઉદ્રથી સદા કરૂ માતા માતા
નસરવાન કહે—કષ્ટમા દીએ મને સાહાતા માતા

**શેર**

ભાઇબંધ અને બાપ સઉ પરીવાર ખોટો હાલનો
સાચો જો પુછો પ્રેમ તો—માતાનો બાલે બાલનો
તુ ગાઈ લે પુરૂવીન સદા—આ છંદ નીરાલી ચાલનો
ડંકો છે ગામે ગામમાં—**"આદીલ"** તાહારા ખ્યાલનો
ભાગ્યશાળી માતાએ જન્મ મહને દીધો દીને યઝદાંનીમા
ઓ મુજ માતા—ભુલું ગુણ તાહરા તો ધુળ જીંદગાંનીમા

૪

## બુલ બુલની કમનસીબી.

### બેહેરે લંગડી.

સમજ બાગના માલી ટાલી જંજાલી મધનમા રેહવા દે
હું ગરીબ બુલબુલ—મહને સઇયાદ ચમનમા રેહવા દે—ટેક
આવી વસંતી રૂતુ ખીલી ચો તરફ ગુલોની હરીયાલી
ઝાડો ઝાડ પર—ઝુમી રહી પુલથી ભરી ડાલી ડાલી
મોર શોર ઘનઘોર કરે કીલકારી કરે કોયલ કાલી
મધુર મધુર ધુંન—ગાય રસ ભરી હરેક પંખી આલી

**શેર**

મો,હીત મેના થઇ ગઇ—જોઇ મોધરા અને માલતી
કાબર કરે છે કીલોલ બહુ—ચકલી ચમેલી ન્યાલતી
ચંપા ઉપર પોપટ ઘુમે—કેવડાને તુતીઓ ભાલતી
ભમરા ગુલાબો પર ભમે—ચો તરફી નેહેરો ચાલતી
એવી ખુશાલીમા તું બાગબાં દીલને અમનમા રહેવા દે
હું ગરીબ બુલબુલ—મહને સઇયાદ ચમનમા રેહવા દે

જાઇ જુઈ એક તરફ ખીલી એક તરફથી સબજા હરીઆલા
ગુલે સનોબર—ગુલ છડી ખીલી રહયા ગુલમોર આલા
ઝાડો ઝાડની ડાલી ડાલીએ પાન પાન પર ગુલલાલા
ખીલી રહયા છે—સુરંગી દીલને ખુશ કરવા વાલા

**શેર**

સુરજ મુંખી ફુલ જોઇને—સકરાવો શુરવીર થઇ વયા
સેવટી ખીલી પુર બાહારમા-સારસ ને પારસ જોઇ રહ્યા
તીતર કબુતરને હોંમા—સતકે કનેર ઉપર થયા
હંન્સા ને બગલા બાજ સઉ—મોહીત મનથી થઇ ગયા
દયા કરી મુજ ઉપર બાગબાં તું ગુલશનમા રેહવા દે
છુ ગરીબ બુલબુલ—મને સઇયાદ ચમનમા રેહવા દે

૨

ખીલી રહયો છે બાગ બાગબાં જરા તો જો તું આંખોથી
મન રનજંન છે—હરેક પંખીઓનુ ફુલ ફુલ લાખોથી
તરેહ તરેહના ઝાડો બાગમા ઝુમી રહયાં હર શાખોથી
પાન પાનને—હીલાવી રહયાં છે પંખી પાંખોથી

**શેર**

કેતકી ગુલદાવડી—વળી ફુલ ખીલ્યાં કપાસના
છે પારબતી અતી બાહારમા—જેનો હીરામલ આસના
ઝાડો ઝાડ ઉપર કરે—પંખીઓ પક્ષીઓ વાસના
ચારો તરફ ઉડતાં દીશે—રંગેલાં રંગ વીલાસના
છોડી મને ફનદાથી બાગબાં પુર જોબનમા રેહવા દે
છુ ગરીબ બુલબુલ—મહને સઇયાદ ચમનમા રેહવા દે

૩

સીતમ ન કર સઇયાદ માહરાં દીલનો અર્માન નીકળવા દે
જંજાલ ભરેલી—જાલથી જરા તો મુજને ટળવા દે
સતકે પ્રાણુ માહરો છે ગુલો પર પ્રેંમ પ્રીતમા પળવા દે
પ્રાણુથી પ્યારાં—માહરાં બાળકોથી મુજને મળવા દે

**શેર**

ભુખ્યાં છે ત્રણુ ત્રણુ પોહોરના—બચ્ચાંઓ મારા આય રે
જોઇ જોઇ રડતાં બાળકો—મમ પ્રાણુ ઉડયો જાય રે
હાલ વાહળાં બાળનો—નજરોથી નહીં જોવાય રે
ના માર નિર્દય થઇ મને—સઇયાદ તું હાય હાય રે
એક વાર બાળકોને મળવા દમ મુજ તનમા રેહવા દે
છું ગરીબ બુલબુલ—મહને સઇયાદ ચમના રેહવા દે

૪

ખુશીને ખાતર છોડ મહને સઇયાદ હાત તુને જોડુ
તાહરી જાલમા—ફસીને જોયું નથી મેં દુખ થોડુ
સમજી વાત બુલબુલની કહે સઇયાદ તુને હુ નહીં છોડુ
પકડી હાતમા—એક ઝટકે તાહારી ગરદન તોડુ

**શેર**

એમ કહી ઉઠીયો અરે—સઇયાદ કરમા લઇ છરી
ખુનખાર આંખ્યો જોઇને—બુલબુલની રગેરગ થરથરી
કીલકાર બાળકોનો સુંની—ધ્રુજે આભ સાથે ધરતરી
સર જુદું ધડથી કીધુ—મારી હાય બુલબુલ ગઇ મરી
સદા રંગી મઝમુન અગે "આદીલ" તાહારા સુખનમા રેહવા દે
છુ ગરીબ બુલબુલ—મહને સઇયાદ ચમનમા રેહવા દે

૫

## સુબોધ

### બેહરે લંગડી.

સુનો પડો તું માના સ્થાનમા નવ મહીના વેર ઝુલી ગયો
જન્મ ધરીને—પછી કરતાનો કોલ કેમ ભુલી ગયો—ટેક
જેણે કીધું નવ માસ સુધી તાહરૂ પોશન ગર્ભવાસમા
ફરતી ચોકી—ફરેશતાઓની મુકી તાહરી પાસમા
ઉંધો લટકતો પડયો હતો ત્યાં જ્યારે સંકટોના ત્રાસમા
અંધકારમા—તું રીબતો હતો અતી મન નીરાસમા

**શેર**

લીધો ઉગારી બહુ તહને—તે માલેકે અંધકારથી
છુટટો કીધો નવ માસમા—દોઝખના ઉંડા ગારથી
કેવો તહને બનચાવીયો—અંતરના દુઃખ ભયંકારથી
લઇ લઇ જતન તને પાળીયો—કરતાએ હર પરકારથી
અંધકારનો તું પર પડેલો પરદો સેજમાં ખુલી ગયો
જન્મ ધરીને—પછી કરતાનો કોલ કેમ ભુલી ગયો

૨

જન્મ લીધો જગતમા તેવારે તને કશું નતી જ્ઞાન હતું
કયાથી તું આવ્યો—અને કયાં જશે તેનુ નહીં ભાન હતું
કોણ માત કોણ તાત સમજવા મન તાહરૂ અજ્ઞાન હતું
આ સ્રષ્ટીનો—કોણ કરતા તેહનુ નહીં ધ્યાન હતું

**શેર**

એ રીતે તું દેહ ધરી—અવતર્યો જગ સંસારમાં
નાં લક્ષ હતું કોઈ વાતનુ—તાહારા પશુ અવતારમાં
પછી બાળપણ આવી ગયુ—એમ કરતાં થોડી વારમાં
નાચી કુદી મોટો થયો—તું તાહરાં કુલ પરીવારમાં

ગયું બાળપણુ આવી જવાંની અભીમાનમાં ફુલી ગયો
જન્મ ધરીને—પછી કરતાનો કોલ કેમ ભુલી ગયો

૨

થયો પછી મગરૂર જવાંનીના જોરે મન મુર્ખ ગમાર
માહારૂ માહારૂ—કરી માયામા ફસીયો અપરમપાર
ભુલ્યો ગુન મનથી ઈશ્વરના ફરીયો મદમા સાંજ સહવાર
ગર્વ ગુમાની—કરી થર્યો અભેમાની તું નીરધાર

શેર

મસ્તીમા મસ્તાંનો બની—રહયો જવાંનીના તું જોરથી
ફર્યો લુટારાઓ ડાકુઓ—રાહમારૂઓ અને ચોરથી
કંઇકોને લટકાવી દીધા—તેં ફન ફીતુરની ડોરથી
થઇ થઇને લડયો કાગ તું—કંઇ હંસથી અને મોરથી
ધર્યો ધણીનો ધાક ન હઇએ વિષ અમરૂતમાં ધુલી ગયો
જન્મ ધરીને—પછી કરતાનો કોલ કેમ ભુલી ગયો

૩

એંમ કરતાં કરતાં અંતે ભર જવાની તાહારી ઢળી ગઇ
આવ્યો બુઢાપો—તો કાયા તાહારી ધુળમાં મળી ગઈ
લાગ્યાં દુ:ખ પર દુ:ખ બહુ પડવા સુખની ઘડીઓ ટળી ગઇ
કમ્મર તાહરી—ઝુલી વચમાથી વાંકી વળી ગઈ

શેર

આંખોનુ ઘટીયું તેજ સઉ—વળી દાંતો મુખમા ના રહયા
તન પર કરચળીઓ વળી—ધોળા મોવાળાઓ થયા
સુખ દુ:ખની સાથી સ્ત્રી ગઇ—વહુ દીકરી દીકરાઓ રહી ગયા
જે લાગા મારવા ઠોકરે—એવા ડાંમ દુ:ખપર તેં સહયા
ગાન તાન જવાંનીનુ ગયું વળી રાગ તારો બુલબુલી ગયો
જન્મ ધરીને—પછી કરતાનો કોલ કેમ ભુલી ગયો

૩

એવી તરેહ ઘડપણનુ દુ:ખ જોઇ જોઇને લાગો બળવાને
ઝઇફીમા પુર—લાગો જવાંનીનો બદલો વળવાને
અંતે આવ્યો અંતકાલ કાલ આવી ઉભો તને મળવાને
જોર જુલમથી—તે લાગો તાહરા પ્રાણને છળવાને

શેર

રે! અંતે જીવ તાહરો લઇ ગયો—જમરો કરી જુલમાતજી
લાચાર થઇ તું ચાલીયો—ધરી છાતીપર બે હાતજી
જ્યાંનુ ત્યાં સઉ રહી ગયું—ના લીધું કંઈ સંગાતજી
જે લઈ ગયો તો લઇ ગયો—નેકી બદી બે સાતજી
"[illegible]" કહે તું આવી જગતમા ચાલી ચાલ ચુલબુલી ગયો
જન્મ ધરીને—પછી કરતાનો કોલ કેમ ભુલી ગયો

# કમનસીબ કૌમી બનાવ
## બેહુદે–લંગડી જરૂરી.

સર્વ બસ્તે કુસ્તીયાંનો–દીને માઝદીયશનાંનો
બાળક ઝંઇફોને જવાંનો–સુનો કાન કરી
કોંમની કીર્તિ–બચાવા બહાર પડો મન ઉમંગ ધરી—ટેક

સાલ ઓગણીશસો અઢાર–માસ એપ્રીલની સહવાર
દીવસ હતો શુક્રવાર–તારીખ ઓગણીસમીને દન
કોંમને માથે–એકાએક આવ્યું બલાનુ ચઢી વિઘન
જુઓ ખાનદાની પુતરી–કેવી સાલેસ, સાડી, સુતરી
શાહી સીરી પરથી ઉતરી–ભુલી ભાન તદન
કોમી રીવાજો–મારી ઠોકરે કીધાં જુદદીન લગન

### શેર.

કેવો ખ્યાલ મનમાહે કીધો–જેણીએ પર આધીનનો
ઉચ કોમ થઇ પરણી ગઇ–લઈ હાથ એક જુદદીનનો
લખ્યો વિધાતાએ લેખ હતો–એવોજ ભાયગ હીનનો
જેથીજ ગઈ સાંયો તજી–આય માઝદીયશની દીનનો

સમજો સરવે નર ને નારો–યકાનદારો દીનદારો
લેખ છડીનો એ ધારો–યારો સુનો જરી
કોંમની કીર્તિ–બચાવા બહાર પડો મન ઉમંગ ધરી

૧

છોડયાં માતા પિતા મુખી–નામી પઇસે ટકે સુખી
થયાં દીલ જેઓના દુઃખી–ભુલ્યાં ભાન અતી
ધર્મ ગતીને–વિસારી બેઠી નારી મન મધન થતી
બની જાતે ઉંચ કુલ–કેવી કીધી ભારે ભુલ
સાંયો તજી માયા કુલ–ગઇ ફરી મતી
ગતી થશે શું–કીધો નહીં ખ્યાલ તેનો કાંઇ એક રતી

### શેર.

માબાપની સામે થઇ–શેવટ સુધી પુર હામથી
છોડી ધર્મ બાપીકા બુલંદ–અંજાણ રહી પરીણામથી
ચાલે સખાવતો લાખોની–ખાનદાની જેના નામથી
બળે દાઝ હઇએ કોંમના–તેની બેટીના આ કામથી

બનાવ બન્યો કેવો આય–જોતાં જોવાયો ન જાય
કોંમ લાગણી દુઃખાય–વાગે ગમની છરી
કોંમની કીર્તિ–બચાવા બહાર પડો મન ઉમંગ ધરી

૨

પાક ઝરથોસ્તી દીન—જેનો પાયો છે સંગીન
બારીક બાળથી યકીન—જાણો ધર્મ ખરો
હમદીનો થઇ—સદા હઇયામાં ક્ષાજ ધર્મની ધરો
ચાર દાહાડાની ઝીંદગાંની—આખર છે આ દુન્યાં ફાંની
શેવટ મુસાફરી છે ત્યાંની—જેનો ખ્યાલ કરો
ધર્મનો ડંકો—ગજાવા હાંમ ધરો સઉ નાર નરો

શેર

પણુવા નરો લાગ્યા પ્રથમ—અતી હર્ષે જુદદીન નારથી
જે માટે ઝઘડાઓ થયા—સરકારથી દરબારથી
વાળેલા કોઇ વળ્યા નહીં—અને ચાલ્યા એ દરકારથી
જે જોઇ હવે ચાલી નારીઓ—કંઇ જુદદીનો ભરથારથી

જુદદીનોથી જેબી ગઇ—કયાં તેઓ સુખી થઇ
દુઃખના ડુંગર માથે લઇ—ગઇ જીવતી મરી
કોમની કીર્તિ—બચાવા બહાર પડો મન ઉમંગ ધરી

૩

ચેતો ચેતો માને બાપો—બોધ બેટીઓને આપો
છાપ નીતી કેરો છાપો—બીરો હઇયે હામ
ધર્મનું શીક્ષણ—પ્રથમ બેટા બેટીને દીઓ તમામ
ચેટક નોવેલના છોડાવો—શાહનામાઓ વંચાવો
કયાંની કીર્તિઓ સમજાવો—ના રહો બેફામ
કાબુ ધરાવો—ના રાખો છુટાપણુની ઢીલી લગામ.

શેર

માબાપ બેટીઓ તણુ—છતી આખે અંધાં થાય છે
છુટાપણુ દઇ દઇ જુઓ—પાછળ કેવાં પસતાય છે
બેટીઓ બેટાઓ વળી—જ્યાં મન ગમે ત્યાં જાય છે
દોઝખના ઉંડા ગારમા—યાહોંમ જઇ અહડાય છે

એવી ફીસ્યારી નકાંમી—ટુંકે દેતાં નથી ડાંમી
એ છે માબાપોની ખાંમી—રાખજો ખાતરી
કોમની કીર્તિ—બચાવા બહાર પડો મન ઉમંગ ધરી

૪

જુઓ બાનુઓ અસલની—કયાંની સાસાંની નસલની
નિતીવાન પુર અક્કલની—જેનું સમજો ગુમાન
બેટી ગઝદમની—હતી ગોર્દાફરીદ કેવી હીંમતવાન
હારી સોહરાબથી ગઇ—છટકી કોલ લગનનો દઇ
જઈ કીલામા છુપઇ—બોલી સાંભળ જવાન
હું છું ઇરાની—અને તું કોમનો તુર્કી છે પહલવાન

**શેર**

આસમાન ફરતું આં કદી—ઉચેથી જો નિંચે પડે
યા પાણીથી દરીયાવના—પાહાડોની ટોંચે જઇ અડે
આફતાબ અને માહતાબબી—કદી સામ સામા થઇ લડે
તોપણ સીરી જુદદીનની—એક કયાંની અબળા ના ચડે
ધન્ય **"આદીલ"** એવી નારી—કુળને તારનારી તરનારી
નિતી રીતી વારી ભારી—તેજ સતી ખરી
કોમની કીર્તિ—બચાવા બહાર પડો મન ઉમંગ ધરી

૫

## બેહુરે ગરબી—ખયાલે ફીરદુસી તુસી.

શ્રોતા જણુરે!—સમજો આજ સુવાંણી—કહું ફીરદોસીની કહાંણી—ટેક.
શ્રી ઇરાંન વએઝ—ખોરાસાનની અંદર—છે કસબો તુસ જગ જાહેર
જ્યાં જન્મ લીધો—ફીરદોસીએ બરતર—ભાગ્યશાળી માતાને ઘર
જન્મીને કીધો—નામનો ડંકો અંમર—પામ્યો ઇલ્મીયતના ગોહર.

**જુલ**

શાઅરીમાં પુરવીન થઇને—તુસથી ગઝનીમા જઇને—રહયા નામ યઝદાંનુ લઇને
સમજો તો ગુની—વાતો આંગે પુરાંણી—કહું ફીરદોસીની કાહાંણી

૧

ફીરદોસીનો—જન્મ થયો કહું જ્યારે—જોયો ખાબ પિતાએ ત્યારે
ચઢી બાંમ ઉપર—જન્મ થતાંને વારે—પશ્ચિમે બુમો બહુ મારે
પડધા જેનો—પડયો બાજુ ચારે—ઉઠયો તેવોજ સહવારે

**જુલ**

હતો શએખ નજીમુદદીન—જોનારો નજુમ પર્વીન—તેને પુછયું થઇ આધીન
જોઇ ખાબ એવો—મુંજ તબીયત અકલાંણી—કહુ ફીરદોસીની કહાંણી

૨

કહે નજીમુદદીન—માહા કવિ એ થાશે—દુન્યામા નામ રહી જાશે
એની કવિતાની—કીર્તિ બહુ પંકાશે—હફતે કેશવર ફ્યેલાશે
ભલભલા કવિ—એના ચરણ પર ધાશે—શાહોબી જેના ગુન ગાશે

**જુલ**

થયો પીદર એ સમજી રાજી—થઇ મનને ખુશાળી ઝાઝી—ઉમીદે દીલી થઇ તાજી
ફીરતાર તણી—કળા ન કોઇથી કળાંણી—કહુ ફીરદોસીની કાહાંણી

તુ,સમા હતો—અમીર ખોરાસાંની—જેનો બાગ હતો નુરાંની
તે બાગનું નામ–ફીરદોસી લાસાંની—કહું જેની નામ નિશાંની
ફીરદોસીનો—પીદર હતો જે ગ્નાંની–તે કરતોતો બાગબાંની
જુલ
ફીરદોસી નાંમ તે કારણ—ફીરદોસીએ કીધું ધારણ–સત કહું સુનો સ્રોતાજણ
આય વાત ખરી–કોઇથી નહીં અજાણી–કહું ફીરદોસીની કાહાંણી
૪
અહેવાલ હવે—કહુ ગઝનીનો સારો–દઇ કાન સુનો નર નારો
સુલતાન જેનો—હતો માહામુદ ન્યારો–ઇન્સાફી દાદ લેનારો
હાતમ દીલનો—સખાવતો કરનારો–રઇયતની આંખનો તારો
જુલ
મશહુર રાજ્યની ગાદી—જગજગે હતી આબાદી—ના હતી ઝરા બેદાદી
એક જગે પીતાં—વાઘ અને બકરી પાંણી–કહુ ફીરદોસીની કાહાંણી
૫
એવો રાજ્ય અમલ—હતો અદલ બહુ ભારે–સુખ શાંતી ઠારે ઠારે
રાજ્યના કવિ—સાત હતા દરબારે—કોણ કળા જેની વિસ્તારે
શાહાની નઝદીક—પહડતા શએર જેવારે–શાહ ખુશી થતો તેવારે
જુલ
ઉનસરી ફરરોખી શાઅર—ઝીનીને અસ્જદી માયર—પાંચમો મનજનક ચાતર
છઠો ખુરરમી–ને તરમદી ગુણખાંણી–કહુ ફીરદોસીની કાહાંણી
૬
એવી વાત આવી–ફીરદોસીને કાંને—મનસુબો કીધોચ સુલતાંને
અસ્લી શાહો—તણું લખાવું બ્યાંને–કવિતામાં, કુલ જગ જાંને
ત્યારે ફીરદોસી—આવ્યા ગઝની સ્થાંને–સંગ કીતાબ લઇ બાસ્તાંને
જુલ
મળી કવિ જણો દરબારી–કીધા વાદ વીવાદો ભારી—પણ ગયા અંતમાં હારી
જેના ગ્નાન ગોહર—લીધાં અતિ પીછાંણી–કહુ ફીરદોસીની કાહાંણી
૭
એક બાગ હતો—ગઝની શેહેરમાં સુંદર—ત્યાં આવી પુગો સુખનવર
જ્યાં ઉનસરીને—ફરરોખી અસજદી નર–બેઠાતા બાગમા હાજર
ફીરદોસીને—જોઇ એક બોલ્યો બેડર—એને કાહાડો મારી બાહર
જુલ
ઉન્સરીને મન નહીં ભાવી—એ વાત પસંદ નહીં આવી—ત્રીજાએ તાલ લગાવી
ત્રણ કારીઆની—બએત કહી એક નાહાંણી–કહુ ફીરદોસીની કાહાંણી
૮

ચું આરેઝતો-મહા ન બાશદ રઓશન-એમ બોલ્યો ઉન્સરી પાવન
માનીન્દે રોખ્ત-ગુલ ન બુવદ દર ગુલશન-ફરરોખીએ કીધું સાધન
મેઝગાંનત ગુઝર-હમી કુનદ દર જઓશન-અસ્જદીએ બાંધ્યું બંધન
માનીન્દે સના-ને ગેવ દર જંગએ પશન-બોલ્યો ફીરદોસી એ ધન ધન

જુલ

આ જવાબ હાજર જોઈ-લજવાયા તેઓ સઉ કોઈ-ગયા ફીરદોસીપર મ્હોઇ
ચુંમવાને કદમ-કીધી ન આણાકાંણી-કહુ ફીરદોસીની કાહાંણી

૯

ફીરદોસીને-સોંપ્યું કામ કવિતાઇ-જોઇ શાહે તેની સરસાઇ
પાસે મેહેલની-જગા દીધી મળકાઇ-કીધું કામ શુરૂ હરખાઇ
હર દીવાલો પર-તરેહ તરેહની લડાઇ-ચીતરાવી ખુબ સવાઇ

જુલ

ત્રીસ વરષો સાંજ સહવાર-રંજ વેઠી અપરમપાર-લખી બએતો સાઠ હઝાર
ઝહેંમત ખેંચી-શુભ ઉમેદો આંણી-કહું ફીરદોસીની કાહાંણી

૧૦

એક પુલ તણી-તુસમા હતી ઝરૂરત-પડતી જે વિના મુસીબત
ફીરદોસીના-દીલની હતી એ ચાહત-કે યારી દીએ જો કીસમત
ને મળે ઈનામ-માહમુદથી બા હુરમત-તો ટાળું હું સઉની આફત

જુલ

હતી મનની ઉમેદો કેવી-બસ કીર્તિ પાંમી લેવી-જેથી રંજ ખેંચી એવી
કેવી દરદરની-ખાક જેને લઇ છાંણી-કહુ ફીરદોસીની કાહાંણી

૧૧

શાહાનામાને-તમામ જ્યારે કીધું-અમરતનું પ્યાલું પીધું
પછી દરબારે-ચાલુ મુક્યું સીધું-શું જ્ઞાનના મોતી વીધું
જઇ શાહ પાસે-નમન કરીને દીધું-સુલતાંને માનથી લીધું

જુલ

લઇ તમામ વાંચી જોયું-દીલ માહમુદશાહનું મ્હોયું-ઝટ મન મોતીમાં પોયું
એકક બએતો-અનમુલ ગોહર જાંણી-કહુ ફીરદોસીની કાહાંણી

૧૨

એક વેલા દીઠો-સ્વપનામાં ફીલતનને-ગાજોના વાલી તેહમતનને
લઇ તીરો કમાન-આવેચ સજી બદનને-ફીરદોસી કરેચ નમનને
જેની સલામ લઈ-હસી રીઝાવેચ મનને-ફરી તુરત કરે છે રૂદનને

જુલ

એમ કેહવા લાગો રૂસતમ-હવે બદલો કંઈ ઝયાદા કમ-પણ અશકત છું હું એકદમ
શું કરૂં નથી-રહી મારી ઝીંદગાંણી-કહુ ફીરદોસીની કાહાંણી

૧૩

એક હેવ હતો–દેતો સઉને ડાંટી–જેની મેં ગજનને છાંટી
તેના ગળાં તણી–સાંકળને લઇ સાંટી–ચાહયું ન લેવા મુજ પાંટી
લે જઇને ખણી–તે ઉપરની માંટી–જેને રાખી છે મેં ડાટી

જુલ

ોમ કહીને ફેંકયો તીર–ના ધરી જરાપી ધીર–ધંનધંન રૂસ્તમ શુરવીર
ખમ્યા રીરદોસી–તો નહીં નામ નિશાંણી–કહું રીરદોસીની કાહાંણી

૧૪

તે જગે થયું–શાહાનું એક દી જાવું–વરણન જેનું સમજાવું
રીરદોસીએ–ધાર્યું ખાબ સુનાવું–કહી અયાઝને સંભળાવું
સમજીને અયાઝ—કહે સેહેલ છે થાવું–જો હશે ખુદાનું ચ્હાવું

જુલ

રદોસી કહે તું સાંભળ–કર વાત શાહની આંગળ–કહે રેહેશે નાંમ તુંજ પાછળ
ાહા નામથી હયાં—બાંધ્યે મેહેલ સુલતાંણી—કહું રીરદોસીની કાહાંણી

૧૫

માહમુદશાહે—મરઝી જો દેખડાવી—ત્યારે માટી પેલી ખણાવી
ખણતાં માટી—મળી સાંકળો ઠાવી—શાહ કણે મુકી જે લાવી
ત્યાં ઉભો અયાઝ–શાહને અદબ બજાવી–પેલા ખાબની વાત જણાવી

જુલ

હ બોલ્યો થઇ ખુશાલ—દઇ દીઓ એ બક્ષીસ માલ—રીરદોસીને તતકાલ
કદાર તેને—લીધો મનમાં થાંણી—કહું રીરદોસીની કહાંણી

૧૬

રીરદોસીની—પાસે ઉભા લઇ જઇને—સઘળાઓ રાજી થઇને
વેહેંચી દીધો—રીરદોસીએ લઇને—સઉ કવિ જણોને દઇને
એક દીરંમ તલક—લીધું નહીં લલચઇને—દઇ દીધી પઇએ પઇને

જુલ

ન એવો દયાનો દાતા–ધંન જેની જણેતા માતા–ગુણ જેના નહીં વીસરાતા
વેઓનો કવિ—થઇ ગયો નર સએલાંણી—કહું રીરદોસીની કાહાંણી

૧૭

મયેમંદી હતો–વઝીર રાજ્યનો સ્યાનો–જેને હુકમ થયો એ શાહાનો
એકક બએતે–એક મેસકાલ સોનાનો–રીરદોસીને દેવા જાનો
જે સીકકો હતો–સાડાચાર માષાનો–સમજો સ્રોતા ગુનવાનો

જુલ

વઝીરે જાલ બીછાવી—દ્દન રીતુર ખુબ લડાવી—શાહને દીધો ભમાંવી
ની ... કીધી રે !—જાણી જોઇને હાંણી—કહુ રીરદોસીની કાહાંણી

૧૮

સોના બદલે—સીક્કા ચાંદીના મેલી—શું દગાની બાઝી ખેલી
વીસ વીસ હઝાર—ની કીધી ત્રણ ઠેલી—મોકલાવી વેહેલી વેહેલી
જોઇ સાઠ હઝાર—દીરંમ ચાંદીના કેલી—ફીરદોસીની મત થઇ ઘેલી

જુલ

તે ત્રણે ઠેલીઓ લીધી—એક હમાંમમા દઈ દીધી—એક ભેટ અયાઝને કીધી
ત્રીજીની કીધી—શરબત પીને ઉજાંણી—કહુ ફીરદોસીની કાહાંણી

૧૯

નામું લખ્યું—ફીરદોસીએ પોતે—કંઇ સખુન ઝંયાદા કોતે
જો શાહાનો પીદર—અગર પાદશાહ હોતે—તો તાજ મારે સર પોતે
રાંણી હોતે—શાહાની માતા જો તે—તો મને સોનામા ઓતે

જુલ

લખી નામું રાતો રાત—દીધું અયાઝની સાત—વીસ દહાડે હાતો હાત
દઇને કેહેજે—મોકાંણ જે મંદાંણી—કહુ ફીરદોસીની કાહાંણી

૨૦

ગઝનીથી "હરી"—નિકળી ગયા કંટાળી—ત્યાંથીબી "તુસ" ગયા ચાલી
ગયા "તબરેસ્તાન"—ગરદીશનો રંગ ન્યાલી—પી શરાબે ગમની પ્યાલી
"કોહેસ્તાંન" ગયા—લઇ બેઉ હાથો ખાલી—નહીં ખુદા સીવા કોઇ વાલી

જુલ

ગયા "માઝંદરાં" નાશાદ—ત્યાંથીબી ગયા "બગદાદ"—જ્યાં લીધી ખલીફે દાદ
જે ખલીફ હતો—દયા મયાનો દાંણી—કહુ ફીરદોસીની કાહાંણી

૨૧

દઇ માંન અતી—ખલીફે રાખ્યા પાસે—સઉ પુછી વાત ખુલાસે
દઇ સધીયારો—કહયું ખુદા જો ચ્હાસે—તો વિઘન બધાં વિખરાસે
મેહેરબાંન ખુદા—હશે જો તારી વાંસે—તો સઉ શતરૂ પસ્તાસે

જુલ

એમ કહી ધીરજ બહુ આપી—ફીરદોસીની રંજો કાપી—ધન ખલીફ માહા પરતાપી
એ વાત નહીં—રહી માહમુદથી છાંણી—કહુ ફીરદોસીની કાહાણી

૨૨

નાંનું લખ્યું—ખલીફ ઉપર શાહે—શાહોની રસમને રાહે
ફીરદોસીને—મોકલ મુંજ દરગાહે—જો ભલું અગર તું ચાહે
અપમાન કીધુંચ—માહારૂ એ ગુમરાહે—આગ ઉઠે છે તનની માહે

જુલ

જો પડશે એમા ફેર—તો જાણું વરતશે કેહેર—બગદાદનુ સારૂ શેહેર
[1]ફીલોના પગે—કરશ જેની ધુળધાંણી—કહુ ફીરદોસીની કાહાંણી

૨૩

---

૧—હાથીઓના.

નામું વાંચી—લીધો ન પલનો વિસાંમો—મોકલાવ્યો જવાબ સાંમો
તે જવાબમા—કહયું **અલમ્ વ સલાંમો**—જે ભેદી હતા કલાંમો
વાંચી માહમુદ—લજવઇ ગયો નકાંમો—એલચીને દીધાં ઇનાંમો
જુલ
સાઠ હઝાર દઇ દીનાર—ઉંઠોબી લાધ્યાં બાર—મોકલાવ્યો ગંજ અપાર
માફી માંગી—ગુન્હા પોતાનો માંણી—કહુ ફીરદોસીની કાહાંણી
૨૪
તુસની બઝાર—ફીરદોસી નામેવર—ફરતાતા સમજો દીલબર
જ્યાં બાળક એક—ગાતો બએત ખરેખર—ફીરદોસીની કહેલી નાદર
જો શાહાનો પીદર—હોતે શાહા દીલાવર—તો મુકતે તાજ માહરે સર
જુલ
એ સમજી ખાધાં ચકકર—આંખોમાં આવ્યાં તંમ્મર—યાદ આવ્યાં દુઃખો બદતર
એકયાસી વરસ—છોડી દુન્યાં ફાંણી—કહુ ફીરદોસીની કાહાંણી
૨૫
તુસમા ફરતાં—ખોયો પ્રાણુ ગમગીં થઈ—જ્યાં ગંજ પુગો શાહાનો જઇ
"તીબરાંન" શહર—ગયા ખઝાનાને લઈ—ફીરદોસીની પઇએ પઇ
જ્યાં ગમથી ભરી—કેવી વાત બની ગઈ—માતમની ઝડીઓ વરસાઈ
જુલ
એક દરવાઝેથી જ્યાર—ચાલ્યાં ઉંઠ હારો હાર—બીજા દરવાઝા બાહાર
લાશે ફીરદોસી—ધુંમથી નિકળી રહાંણી—કહું ફીરદોસીની કાહાંણી
૨૬
લાશ ઉપર નમાઝ—પહડવા શેખ નહીં આવ્યો—લોકોએ ઘણો સમજાવ્યો
અંતે તે પર—ખાબનો ગલબો ફાવ્યો—લઈ હાથ દાંતમા ચાવ્યો
શું મોજેઝો—માલેકે બતલાવ્યો—કે ઇમાન તે ઝટ લાવ્યો
જુલ
બેહેસ્તમાં દીઠો છે વસ્તો—ફીરદોસી તુસીને હસ્તો—માથે તાજ કંમર કસ્તો
તખ્તે યાકુત—પર સુરત સોહાંણી—કહું ફીરદોસીની કાહાંણી
૨૭
દોડી કબ્ર ઉપર—ભણી નમાઝો હોંસે—જોઇ ફીરદોસી ફીરદોસે
જેવાં બીંજો—જે જણુ જાતે બોસે—ફળ ઝરૂર તેવાં જોસે
રાહે નેકી—ઉપર જે જણુ મ્હોસે—તે બેહેસ્ત કદી નહીં ખોસે
જુલ
હીજરી ચારસો અગ્યાર—ફીરદોસી કુલ ગુઝાર—થઇ, ગયા બેહેસ્તને દવાર
બાગે બેહેસ્તની—કીધી જેણે કમાંણી—કહુ ફીરદોસીની કાહાંણી
૨૮

હવે દીનદારો બસ્તે કુસ્તીયાનો–સઉ દીને માઝદીયશ્નાનો
મુવો દેશ ઇરાંન–જીવતો કીધો સતમાનો–જાણો કુલ તમે ઇન્સાનો
ફીરદોસીના–લાખો લાખ અહેસાનો–માનો સઉ ઝઇફ જવાનો

જુલ

કરો દીલથી જેની યાદ–બહેસ્તમાં જેનું રૂહ શાદ–રાખે યઝદાં આબાદ
ગાય "આદીલ" રે !–કીર્તિ જેની વખાંણી કહુ ફીરદોસીની કાહાંણી

૨૯

## ભવના સમુદરમા તનની કીશતી.

### બેહેરે—શીકસ્તા.

શું લાગ્યો સાથે શું લઇ જશે નર ખુદાના બંદા ખુદા ખુદા કર
ધરે કદમ તો અશોઇ પર ધર ખુદાના બંદા ખુદા ખુદા કર
અતી છે ભેંકાર ભવનો સાગર કઠણ છે તરવાનું જેની અંદર
ખડક ગુનાહોના છે ખરેખર ખુદાના બંદા ખુદા ખુદા કર
છે તનની તકલીદી કીસ્તી આંખર લગાડ નેકીનું જેમાં લંગર
છે આબ નિચે ને આભ ઉપર ખુદાના બંદા ખુદા ખુદા કર
છે કીસ્તી ડુબવાનો હર પલે ડર ખુદાના બંદા ખુદા ખુદા કર
ધરે કદમ તો અશોઇ પર ધર ખુદાના બંદા ખુદા ખુદા કર

૧

આવે છે વંટોળીયાંઓ ભેંકર ને કેવાં ખાએ છે પાણી ચક્કર
જો! સામે આવેચ બરફના ડુંગર ખુદાના બંદા ખુદા ખુદા કર
થયો છે કીસ્તીનો નાખુદા ગર તો ઉંઘ લેવાથી પાછો તું ફર
ન બે ફીકર થઇને રેહેતો રજબર ખુદાના બંદા ખુદા ખુદા કર
છે કીસ્તી નિચે ખડકના પત્થર ખુદાના બંદા ખુદા ખુદા કર
ધરે કદમ તો અશોઇ પર ધર ખુદાના બંદા ખુદા ખુદા કર

૨

ઝરીઓ વરસે છે કેવી ઝરમર ને વિજ ચમકે છે શું કડાકર
ધનન ધનન ગરજે આભ ગરરર ખુદાના બંદા ખુદા ખુદા કર
ફેલાયો અંધકાર આવે તમ્મર કસીલે અગે નાખુદા તું કમ્મર
તોફાની બન્યો છે ભવ સમુદર ખુદાના બંદા ખુદા ખુદા કર
ન ઓઢ ગફલતની મોંઢે ચાદર ખુદાના બંદા ખુદા ખુદા કર
ધરે કદમ તો અશોઇ પર ધર ખુદાના બંદા ખુદા ખુદા કર

૩

ચઢાવ સઢ સત્યતાનો સુંદર ડુબાડી કીસ્તી નહીં ડુબી મર
હલેસાં નેકીના મારીને તર ખુદાના બંદા ખુદા ખુદા કર
ઉમેદ તરવાની હોય તુને ગર તો માલ કીસ્તીમા નેકીનો ભર
થશે તે યઝદાન તાહારો રહબર ખુદાના બંદા ખુદા ખુદા કર
કહે છે "આદીલ" સમજ કવેસર ખુદાના બંદા ખુદા ખુદા કર
ધરે કદમ તો અશોઇ પર ધર ખુદાના બંદા ખુદા ખુદા કર

૪

## ખાકી કાયા વિષે સુબોધ

### બહેર–તમાશાની

સમજ ફાની કાયા–કાયાની શું માયા

માટી પવન પાણીને અગન એ ચારો શરીરના પાયા
જેમા આતમાને મેલી–ઉભી કીધી આ હવેલી–ત્યારે માણુવી તમે સરજાયા
ફાની જગમા આયા–કાયાની શું માયા

૧

કામ ક્રોધ મદ મોહ લોભ એ પાંચો ભુત પંકાયા
જેની જાલ વિકરાલ–કરનારી છે પાયમાલ–કેમ જેમા તમે સપડાયા
કરી છત્તર છાયા—કાયાની શું માયા

૨

કામને વશ થઇ થઇ કામી કેમ કામમા પછડાયા
દેહે તાવી નાખી સારી–બની દુરાચારી ભારી–પાછળથી પસ્તાયા
કામી થઇ કસ્તાયા—કાયાની શું માયા

૩

ક્રોધ ધરી કા,રમો ક્રોધમા ફુલ જેવા કરમાયા
દુખી હાથે કરી થયા–જેવા આયા તેવા ગયા–ત્યાં પુછે સાથ શું લાયા
તે વારે શરમાયા—કાયાની શું માયા

૪

મારૂ મારૂ સઉ કહી માણુવી મદમા મચકાયા
જો કહો મારૂ મારૂ–તો બતાવો શું તમારૂ–છે વ્રથા જગતની દાયા
આં,ધળા થઇ ધાયા—કાયાની શું માયા

૫

જોઇ જોઈ જગની માયા કેમ મોહોમા મળકાયા
ભુલી પ્રભુ નામ પ્યારૂ–આ તો માહારૂ આ તો તાહારૂ–એમ કહી કહી છલકાયા
ભરમમા ભર્માયા—કાયાની શું માયા

૬

ખુબસુરત દ્રવ્યની સુરત જોઇ લોભે લલચાયા
તજો ભએભીત લોભ–નથી લોભ તણો થોભ–કેમ લીંન બની લપટાયા
બની શ્યાના ડાહયા—કાયાની શું માયા

૭

પાંચો ભુત વશ કીધા જેણે તે ધંન્ય સતીના જાયા
ગ્નાની કહે નઓશેરવાન–ખરેખરા ભાએગવાન–પ્રભુના પ્રેમી પરખાયા
કહે "આદીલ" કવિરાયા—કાયાની શું માયા

૮

## આંવાં ઈઝદનુ જશન

### બાહર આસાવરી.

સુનો સઉ બસ્તે કુશતીઆંન—દીને માઝદીયશનાંન ટેક
માહ મુબારક આંવાં આજે—અને છે આંવાં રોઝ
શુભ જશનમા શામેલ થઈ થઇ—દીલથી બનો દીલસોઝ
થશે કુલ મુશકીલો આસાંન—દીને માઝદીયશનાંન સુનો
૧
આંવાં ઈઝદ છે અહુરની શકતી—જાણો તમે નર નાર
જેણે કીધી એક ચિતથી ભકતી—તેનો સફળ સંસાર
ધરો જે પર શ્રોતા જણ ધ્યાંન—દીને માઝદીયશનાંન સુનો
૨
આંવાં અર્દવીશુર બાંનુ છે—સઉની દાદ લેનાર
જેણે આરાધી તેની કીધી કુલ—ભલી મુરાદો પાર
એવું છે પેગમબરી ફરમાંન—દીને માઝદીયશનાંન સુનો
૩
દેવો દરૂજો પાપી પલીદો—રાખે છે સઉને દુર
કષ્ટોને કાપે ને સુખ આપે—ઝરથી કરે ભરપુર
જેમાં શક નહીં સમજો ઇન્સાંન—દીને માઝદીયશનાંન સુનો
૪
તનથી મનથી જાનો જીગરથી—ધરો બંદગી પર ભાવ
ભવના સમુંદરથી આ તનની—પાર તેરવશે નાવ
થશે **"આદીલ"** રાઝી યઝદાંન—દીને માઝદીશનાંન સુનો
૫

## બેવફા પુત્રો વિષે

### બાહર બેહાગ

સપુતો કલજુગના કેવા
માત પીતાને તજી કરે ઇસત્રીઓની સેવા ટેક
તમુને બચપનથી પાળે
જીવની બરાબર જતન કરીને તમને સંભાળે
તમારે વીન ઘડી નહીં ચાળે
પટકી પ્રાણ માબાપો તમારાં સર્વે દુઃખ ટાળે
પ્રેમથી સુખી સદા ન્યાળે
જોઇ તમુને દુઃખી તેઓ જીવ જીવતરને બાળે
જેના ઉપકારો છે એવા
માત પીતાને તજી કરે ઇસ્ત્રીઓની સેવા
૧

ખોળે લઇ લઇને ખવડાવે
ખવડાવીને ખાએ હરખ હઇયામા ઘણો લાવે
ચેનથી તમને સુવડાવે
મળ ને મુતરમા સુવા તમારાં તેમણે બહુ ભાવે
કામ લાખો દુ;ખ પર આવે
સદા તમારાં દુઃખમાં પોતાની રગેરગને તાવે
નથી એ ગુન જેવા તેવા
માત પીતાને તજી કરે ઇસ્ત્રીઓની સેવા

૨

કીધા પાળી પોશી નવ જવાંન
વેઠી દુઃખ મા બાપે તમુને ગણ્યા પ્રાણ સમાંન
ગીરોનુ ખરચીને ધંન ધાંન
આપી કેળવની કીધા તમુને ગ્નાની ને ગુનવાંન
ઉંમરમા આવ્યા તમે દીલજાંન
કરી જાન કુરબાંન હવે દેઓ મા બાપોને માંન
શીખો કંઇ માન પાન દેવા
માત પીતાને તજી કરે ઇસ્ત્રીઓની સેવા

૩

હવે થઇ લગનની તઇયારી
જોઇ જોઇ પરણાવી તમુને રૂપવંતી નારી
ઉમેદો પુરી કીધી સારી
તમને પરણાવીને ગયાં માબાપો પરવારી
આવી ઘરમા વહુજી ધ્યારી
સાસુ વહુમા પછી ઝોહાકી જંગ મચી ભારી
છાણીઆં વહુ લાગી લેવા
માત પીતાને તજી કરે ઇસ્ત્રીઓની સેવા

૪

ખોટી સમજાવે ધણીને વાત
મને પીઅર મોકલી દેઓ ધણી હું નહી રેહવાની સાત
જુલમ કરે સાસુ દાહાડો રાત
બાપ તમારો બકરાં જેવા માએ ધણી કમજાત
કરશ હું માહરા જીવની ઘાત
સમજી મદમની વાત લીધો જાંગલાએ બગલમા હાત
ચાલીઆ પછી જુદા રેહેવા
માત પીતાને તજી કરે ઇસ્ત્રીઓની સેવા

૫

લીધુ એક બાડે ઘર ન્યારૂ
માબાપોથી જુદાં રહયાં દેખડાવી મુરત સારૂ
સવા મણુ તેલે અંનધારૂ
મણુ મણુ મેસે કીધું ધણી ધરીયાંણીએ કારૂ
ઉધું વળ્યું ગુણુનું ગારૂ
નઓશેરવાન કહે વધુ હાલ શું આગળ વીસ્તારૂ
થાઓ તમે "આદીલ"ના જેવા
માત પીતાને નમી નમીને કરો તેની સેવા

૬

## દેહે માસનુ જશન

### બાહર છોટી.

શુભ માહા મુબારક દેહે જશનનો આજે
કરો બંદગી માઝદીયશનાનો અંતને કાજે ટેક
હર હાલ કદમ બંદગી ઉપર ધરતા રહો
શાંમીલ જશનમા થઈ સુખ્ખે ઠરતા રહો
કરી બંદગી પાર ભવ સાગરની તરતા રહો
હમેશ હાસીલ સવાબનો કરતા રહો
બંદગીથી બેહેસ્તમા બંદો ખુબ બીરાજે
કરો બંદગી માઝદીયશનાનો અંતને કાજે

૧

બંદગી છે બેહેસ્તનો ખોરાક સમજો ભારી
બંદગીને સમજજો ગુરથમાનની બારી
બંદગી છે કુલ બંદાઓનુ દુ;ખ હરનારી
બંદગી છે મીનોઇ જેહાનનુ સુખ દેનારી
બંદગી વિન બંદો ખુદાની સનમુખ લાજે
કરો બંદગી માઝદીયશનાનો અંતને કાજે

૨

બંદગી રઅની કરવી એક ચિતની જે છે
બંદગી સઉથી ઉત્તમમા ઉત્તમ તે છે
બંદગી બંદાને બહીસ્તનુ સુખ દે છે
બંદગી આફતથી સદા બચાવી લે છે
બંદગી વિન બંદા બીજું કશું ના છાજે
કરો બંદગી માઝદીયશનાનો અંતને કાજે

૩

બંદગીથી ખુશ રહે છે બંદાઓનુ દીલ
બંદગીથી ખુદા દુર કરે છે સારી મુશ્કીલ
બંદગી બંદાની કરેચ મુરાદો હાસીલ
બંદગીથી ચિનવદ પાર તું કરજે "આદીલ"
શાહાદીન ખ્યાલ તું ગાય તો એવા ગાજે
કરો બંદગી માઝદીયશ્નાનો અંતને કાજે

૪

## બેહુરે લંગડી ઝરરી—ટાવરનો ખ્યાલ.



સમજો સર્વે નરને નારો—સમજી મન ધારો વિચારો
ગમથી ભર્યો મારો ન્યારો—ખ્યાલ સમજાવું જખુન
ઘોળે દહાડે—થયાં ટાવર પર બે સતીઓના ખુન ટેક.
સાથે નીકલી ફરવા કાજ—સજી સત્યતાનો સાજ
જઇએ ટાવર જોવા આજ—એમ મન ધારી
ખરી બપોરે—ચઢી ટાવર પર બેહુ અબળા નારી
ધરથી ખેંચી લાગ્યો જમ—લીધા પલવારમા દમ
ઘેરો ઘેર મચી માતમ—જગમા સારી
વિજળી વેગે—પડી ગઈ સઉને ખબર ભયભીત ભારી

### શેર

એક ગોદરેઝી અને—બીજી કામદીન ખાનદાનની
હાંણી અતીશે થઈ ગઈ—બેહુ અબળાઓના જાનની
પતીવર્તા પુત્રીઓ સતી—અતી પાક હતી દામાનની
વિનમોતે મારી ગઇ અરે—મરજી જેવી યઝદાનની
બેહુ સતવંતી જવાન—પાક બચાવા દામાન
કીધા પ્રાણને કુરબાન—શું શું ગાવુ જેના ગુન—ઘોળે દહાડે.

૧

એકનુ નામ પીરોજબાઈ—બચુબાઇ બીજુ બાઇ
બેહુ નરન ને ભોજાઇ—કરી મનથી વિચાર
એકક ઉપર—નખાવી લાજ બચાવી અપરમપાર
સારી આલમના લોક—સમજી રડે પોકેપોક
ધરી બેહુ સતીનો શોક—કરે ગમનો પુકાર
આગળ પાછળ—લાશો બેહુ સતીઓની ચાલી નિર્ધાર

શેર

હાયહાય જંમ ખ્વારી કીધી—આ કેવી અબલા નારની
લઇ પ્રાણ બેહુના તું ગયો—દરઘાહમા તે દાદારની
દરકાર સતીઓએ ના કીધી—જીવની કુટુંબ પરીવારની
અશમત બચાવી રાહ લીધી—તે દાદગરને દવારની
હાય સતી હીમત ધારી—પ્રાણ થકી ઇઝત પ્યારી
ગણી સ્વર્ગે બેહુ સીધારી—બોલી એક ના સખુન—ધોલે દહાડે

૨

પોહચી ખુનની ખબર—ગલી ગલી ઘરો ઘર
કોપ કર્તાનો ઝબર—થયો વર્તી રહયો ત્રાસ
હાય ખુનીઓ—કીધું સતવંતીઓનું સત્યાનાસ
ધાક ધરી ના યઝદાંની—કીધી બેહુ જીવોની હાંની
લાંનત લીધી કુલ દુન્યાંની—નહી કીધો કાંઈ કયાસ
કયાંમતને દીન—શું દેશો જવાબ તે યઝદાંની પાસ

શેર

બદકારો મુજીઓ ખુનીઓ—જેમણે દયા આવી નહીં
લીધા પ્રાણ બેહુ સતીઓ તણાં—એકનેબી બંચાવી નહીં
જયારે આ શુરવીર બાનુઓ—ખુનીઓ પર ફાવી નહીં
ત્યારે જાનથા જઇશું એવો—અંદેહશો મન લાવી નહીં
હાય હાયરે બદકારો—ખુની મુજીઓ મકકારો
જીવથી મારી અબળા નારો—શું કીધો અવગુન—ધોલે દહાડે

૩

ડાકટર આવ્યો ત્યાં કોરોનર—જુરી બરી બેહુ લાશો પર
ચીરી લાશોને ખરેખર—પુરી કરવાને તપાસ
આંખોથી આંસુ—વરસાવા લાગાં જોઇ સઉ બેહુની લાસ
અબળાઓનુ આ યકીન—જોયું આલમે સંગીન
તારીખ પચીસમીનો દીન—હતો ભયભીત ખાસ
સન અઢારસો—એકાણું સનીવાર અને એપ્રીલ માસ

શેર.

યા દાદગર રેહેંમી નઝર—સતીઓ ઉપર તેં નહીં કીધી
લાખો ઉમેદોથી બરી—આ બેહુને તેડી લીધી
પાપીઓને આપી પનાહ-પતિવર્તાઓને નહી દીધી
કુલ નાર ને નરના ઉમર—એ તીરોથી દીધાં. વીંધી
શું જાતો કે પરજાત—ભેગાં મળી સર્વે સાત
મારી કપાળ ઉપર હાત—લાવે દઇએ જનુન—ધોલે દહાડે

૪

માણેક અસલાજી જવાન—હતો ઉંમરે નાદાન
જેને કીધો બંધીવાન—પોલીસે ધરી
લઇ ચોકીમાં—વાતો સઉ પુછવા લાગા તેને ખરી
કહી દે સાચે સાચી વાત—કોને કીધી છે આ ઘાત
કેટલા છે તારી સંગાત—બોલ ખ્યાલ કરી
કહે અસલાજી—એમાં તકસીર નથી કંઇ મારી જરી

શેર

સનમુખ મેજીસ્ત્રેટની—પોલીસે લઇ ઉભો કીધો
ત્યાં આવ્યું પુછવામાં કે જીવ—સતીઓનો શા માટે લીધો
થરથરતાં હઇયાંએ પછી—તેણે પ્રતી ઉત્તર દીધો
તોહમત છે મુજપર બેગુનાહ—એમ કહી કહી મનમાં બીધો
લીધી કંઇ એકની જબાની—મેજીસ્ટ્રેટે સમજો જ્ઞાની
કીધો સેશન કમીટ જાની—તેને અફલાતુન—ઘોલે દહાડે

૫

તપાસ હાઇ કોર્ટમાં ચાલી—જડજે બંધવા તરફ ન્યાલી
કાયદા કલમો નીરાલી—જોઇ બોલ્યો તે વાર
આ જુરરો પર—હવે હું રાખું છું સઘળો આધાર
મતો લઇને જુરી આવી—"નોટ ગીલ્ટી" ઠેરાવી
દીધો બંધવાને છોડાવી—સુની કેસનો તે સાર
ન્યાય દેવીથી—સલામત બંધવો ગયો સમજો નર નાર

શેર

ગયા પ્રાણ બેહુ સતીઓ તણા—કોઇ ખુનીઓ બદકારથી
જેનો પતો મલ્યો નહીં—કોઇ માના પુત નર નારથી
હયાંથી તો છુટશે ખુનીઓ—ક્યાં છુટશે રબ દરબારથી
મહેરીલ ગમગીન થઇ રહી—આદીલના લલકારથી
આય ટાવરનો હાલ—પુરો સંભલાવ્યો હેવાલ
લખે **આદીલ** નવા ખ્યાલ—જેનું ન્યારૂ મઝમુન—ઘોલે દહાડે

૬

## કલજુગની કળા-સખી.

સતી યુગ ગયો પાતાલમાં—રહયો દઓડ કલીના કાલનો
પાપોનો પાપીનો દુષ્ટનો—મોહ મદનો ક્રોધની જાલનો

મોજ સઉને મન રહયો—આજે તો દ્રવ્યનો માલનો
હીરાનો હેમનો મોતીનો—માણેકનો પંનાનો લાલનો
જગજગે ડંકો રહયો—**"આદીલ"** તાહારા ખ્યાલનો
રંગતનો રાગોનો ચંગનો—દફનો સખીનો ચાલનો

**દઓડ.**

સમો આ કલી કાલનો છે—પાપી નર બાલે બાલનો છે
ડંકો ધર્મની ઢાલનો છે—ફેર નહીં રતી વાલનો છે
કદમ ધર **"આદીલ"** કરી વિચાર—છે કલજુગ ખરો છરીની ધાર

## ડંકો નેઆગાંનોનો—સખી.

શું ડંકો આલમમાં રહયો—કયાંનીઓના એક નામનો
ઝાલનો રૂસતમનો બરઝુનો—સોહરાબનો સામનો
કયખુસરો કયકોબાદનો—ગુસતાસ્પ સત ઝરથુસ્તનો
ફરીદુન બીન જંમશીદનો=જંમશીદ તાહારી જામનો
કેર્સાસ્પનો નરીમાનનો—વળી ફરાંમુઝ પહલવાનનો
ફરીમાનનો જેહાંગીરનો—શાહપુરનો ગુર બેહરામનો
દારાબનો દારાંનો ને—ખુસરૂનો મઝદેઝદનો
નઓશેરવાંન **"આદીલ**નો"—આદીલ જેનાં કામનો

**દઓડ**

ડંકો દુન્યામાં કયાંનીનો—કયાંનીઓની પહલવાંનીનો
નામનો અને નિશાંનીનો—જવાંમરદીનો જવાંનીનો
તાજનો તખ્તે ઇરાંનીનો—નુરનો અને નુરાંનીનો
નસરવાં **"આદીલ"** ખ્યાલીનો—ખ્યાલોનો જાહોજલાલીનો

**સમાપ્ત.**

# કરાણીની પાક ખોરદેહ અવસ્તા.

**તમામ પાક ખોરદેહ અવસ્તા—સર્વે બંદગીના સાર સાથે.**

**સાઇઝ ૫ા×૩ા ઈંચ, કુલ્લે પાણાં ૧૦૧૭.—કી. રૂ. ૩ાા.**

**પચ્ચીસ** યશતો, ત્રીસે રોજની સેતાયશ, ગુજરેલાંની યાદ માટે ભણવાનો સતુમનો કરદો, ફરામરઓતનો હા તથા ગાથાના પાંચે હા, એકવીસ મોનાજાત, વગેરે બંદગીનો **સંપૂર્ણ સાર સાથે** સમાવેશ કીધો છે.

**પાક ખોરદેહ અવસ્તા—કીં. બાર આના.**

**સાઇઝ ૪ા×૨ાા ઈંચ, સત્તર યશતો—૬૩૨ પાણાં.**

રોજની ફરજ્યાત બંદગી ઉપરાંત, હોરમજદ, મોટી તથા નાની હપતન, અરદીબેહેશત, સરોશ હાદોખ્ત તથા વડી, બેહેરામ, તીર, ખોરદાદ, ગોશ, આવાં, આસ્તાદ, ખોરશેદ, શીરોજા, અરશસગ, નાની હોમ, અને વનંત યસ્તો સાથે કુલ **સત્તર** યસ્તો અને દાદાર અહુરમજદનાં ૧૦૧ નામો અને ગુજરેલાંની યાદ માટે ભણવાનો કરદો આપ્યો છે.

**પૉકેટ પાક ખોરદેહ અવસ્તા—સર્વે બંદગીના સાર સાથે.**

**સાઇઝ ૩×૨ ઈંચ, નવ યશતો—૬૯૦ પાણાં.—કીં. આઠ આના.**

રોજની ફરજ્યાત બંદગી ઉપરાંત હોરમજદ, મોટી તથા નાની હપતન, અરદીબેહેશત, સરોશ હાદોખ્ત તથા વડી, બેહેરામ, નાની હોમ અને વનંત યસ્ત મળી કુલ **નવ** યસ્તો, દાદાર અહુરમજદનાં ૧૦૧ નામો અને ગુજરેલાંની યાદ માટે ભણવાના કરદાનો **સંપૂર્ણ સાર સાથે** સમાવેશ કીધો છે.

**વેસ્ટ-પૉકેટ પાક ખોરદેહ અવસ્તા.—સર્વે બંદગીના સાર સાથે.**

**સાઇઝ ૩ાા×૨ાા ઇંચ, પાંચ યશતો—૪૪૬ પાણાં.—કીં૦ છ આના.**

ફરજ્યાત બંદગી ઉપરાંત હોરમજદ, અરદીબેહેસ્ત, સરોશ હાદોખ્ત, વડી અને વનંત યસ્ત મળી **પાંચ યશતો,** દાદાર અહુરમજદનાં ૧૦૧ નામો અને ગુજરેલાંની યાદ માટે ભણવાનો કરદો **સંપૂર્ણ સાર સાથે** આપ્યો છે.

શુધ્ધ જોડણી, કાળા ટાઇપ, ચીવટ અને ગલેઝ કાગજ ઉપર છાપી. ફુલ ક્લૉથમાં મજબુત રીતે બાંધી ગીલ્ટ ઍમબૉસ કીધેલી અમારી સર્વ અવસ્તામાં અશો જરથોસ્ત સ્પીતમાન સાહેબનો ફોટો શરૂઆતમાં આપ્યો છે.

**જેહાંગીર બી. કરાણીના છોકરાઓ,** ૨૨૦, પારસી બજાર,
**કોટ, મુંબઈ.**

આ દીવાંને "આદીલ" ભાગ ૨ જો આવૃતિ બીજીની ચોપડી
ફરામજી બેરામજી મોદીએ ધી મોદી પ્રિન્ટીંગ પ્રેસ, ૨૭૭, બજારગેટ
સ્ટ્રીટ, કોટ મુંબઇમાં છાપી છે તથા રૂસ્તમ નઓશેરવાન માસ્તર
આદીલે તારદેવ, વાડીયા સ્ટ્રીટ મધેથી પ્રગટ કીધી છે.

# બએત.

સુનો સરવે દીનદારો દીન ચાશીદાર,
બનો બસ્તે કુશ્તીયાંનો કુલ બીદાર.
ઉધરતી તમારી આ વાહુળી ઓલાદ,
જેને બાઝુ બળમા બનાવો પોલાદ.
ને શાહનામું ગુજરાતી બએતોનુ જે,
ગોહર ફીરદોસીના બોલે બોલ છે.
તે વાંચો, ને વંચાવો, ઘરમા દરેક,
બનાવો ભવિષ્યની અવલાદો નેક.
એતેકાદ દીન પર રખાવો તમે,
વડીલોને પગલે ચલાવો તમે,
ને નિતિ, ને રીતી, ને પ્રિતી અજીત,
શીખાડો ગુણોની તેઓને ગણીત.
કે નિવડે આ ગેતીમા એવાં અશો,
બને તેઓ સ્યાવક્ષના જેવાં અશો.

(આદીલ.)



રૂસતમ નઓશેરવાન માસ્તર, (આદીલ)
ભીવંડીવાલા બીલ્ડીંગ, વાડયા સ્ટ્રીટ, તારદેવ-મુંબઇ.

જોશી આર્ટ, કોટ, મુંબઇ.